ા જાય છે

ત્યાં પાણી

ાવવાથી પો-

ત્યાં આવે છે.

દાસી સાથે

રાણીના મરણ

ને ઉંધુચત્તુ સમ-

. જેથી પ્રધાનજી

કરવા જાય છે. બાદ

. કેટલાક હજામ-

ચંદ્રાવતી જવાના મારગમાં

પેસે છે. દરમ્યાન ખાંડુ

હીનીને લઈને દહેરા આગળ આ-

ર્શણુ કરવા જાય છે તે વખત છુપાઈ

ને ઠેકાણે બોલે છે. જેથી મોહીની સંકામાં

મોહીનીના મહેલમાં લાલિઓ યુકતીથી દાખલ થાય

મોહીનીની પાસે વિકારી પ્રેમની માગણી કરે છે. તે સાંભ-

ળાજ મોહીની લાલિઆને ધિક્કારે છે. ત્યારે લાલિઓ જીવારાતને

કાળભૈરવનો વેસ લઈ છુપી રીતે મહેલમાં લાવે છે તેને યુકતીથી

મોહીની પાસે મોકલે છે. જેથી મોહીની ભયમાં પડી આખરે

લાલીઆને સ્વાર્ધાન થઈ તેની સાથે જારકર્મ કરે છે. બાદ રાધા

નામની નિમકહલાલ દાસી મોહીની લાલિઆ સાથે પ્રેમમાં ફસાય

છે. તે વિષે પોતે દીલગીરી કરે છે. દરમ્યાન નિમકહરામ દાસી

ચંચળા આવે છે તે રાણીનો પક્ષ ખેંચે છે જેથી બે દાસીને તક-

રાર થાય છે. બાદ રાણી મોહીનીના મહેલમાં લાલિઓ આવે છે.

કામાંધ થએલી મોહીની જેમાં રાજાની છબી છે. તે લીધી, લાલિ-

ફુટેલા ઘડાની જેવી ઠીકરી,
તેમજ જાણજે આ તારી દીકરી.

૪

દીઓ—હુંપું માનીતો હજાગ મને ગણે બધું ગામ,
કરૂં કામ દામેદામ વતા કરવાના આમ. હુંપું.
બંદાની ચાતુરી આગળ પંડીતો પણ તુચ્છ,
લાંબી લાંબી વાતે કરૂં રાજાજીને ખુશ,
આહા રાજાજીને ખુશ વાહવા રાજાજીને ખુશ. હુંપું.
મટમપટમ ગપા મારી રીજાવી દે સભ,
લાવું મોહીની હમજાવીને થાવાનું તે થાય,
ભસભસ થાવાનું તે થાય આહાથાવાનું તે થાય. હુંપું.

૫

પુષ્પસિંહ—થઇ દુઃખ હરતા અરે ઓ મોરાર.
રીબાવે શું મુજને બહુ હદ પાર. થઇ.
મરી ગઇ મારી અરે પ્રીયનાર,
કર્યું નાશ મારૂં ગરીબ ઘરબાર. થઇ.
એવો અપ્રાધ પકયો શો પ્રભુ,
હુંનો દીનદાસ તમારો વીભુ. થઇ.

૬

પુષ્પસીંહ—જાવો સીધાવો તમેજ અહીંથી તે રંભાને લઇઆવો,
સફળ કરૂં જીંદગાની મારી રસીક રામાથી લઇ લ્હાવો,
લાવો લાવો એ રસીકથી સોભાવું મારો ગહેલ.
આનંદથી આહાહા ઉડાવુ રંગરેલ,
—દોર્ ॥૨ રીથી મચાવું પ્રેમ તણો ખેલ સીધાવો.

જીવારાત ૭

કહેવાઇએ કાકા હમે રાત હમારી સૌથી હલકી જાત.
ધંધો સૌ મોથાં મુડવાનો એ મોટો હતખાત.
બેશાબ બેશાબ હૌને કરવા એ મોટી પંચાત. કહેવાઇએ.

બે દમડીનાં મોણુહની દાઢીમાં દેવો હાથ.
પેહાહ ત્યારે ત્રણ ટકાની કંજકત્તીની વાત.
ધરાક આવી ધરમાં મારા હમજાવે મુજ નાર
કરે મશ્કરી હજામડીની બળ્યો મારો અવતાર. કહેવા

જરણુશંકર— ૮

ધંધો મઝાનો સે આરે ખુબ ધંધો મઝાનો સે આ
વાહવારે કોમ માથામૂડવાનું ધંધો મઝાનો સે આ
એક તો છોર મારો સે આત લાતીને પથરી પણ વળી બેશ.
સીપીઓ ન રાખ્યો ને કાતર પણ હારાઇના પરતાપથી એશ
વાહ વાહરે

ચંપી કરૂં ખૂબ ચતુરાઇથી ને દોઢીઆં રોકડાં કરાઉં
એહું હજામડીની હાથે મુછાપર પાનની પટ્ટી કરાવું
વાહ વાહરે

જાદવે હજામ— ૯

આહા આહારે કેવી લ્હેજત પડી.
વાહવાહરે ખુબ તાડી ચડી.
ભાઇઓ આવો તાડી લાવો પીઓ પાવો મઝા ઉડાવો.
જ્યારે ચઢે ખુબ રંગ મચે પ્રેમ તણો જંગ
લ્હેજત પૂર હાં હાં હાં ચઢમાં ચૂર હાં હાં હાં
આનંદ પૂર હાં હાં હાં ખીલે નૂર હાં હાં હાં આહા.

લાલીઓ— ૧૦

આવી અધરણી મારીરે જુઓ બાઇ જબરો બાળ
હીરા પુરીનું જમણ કીધું નુતરાં ઘેર ઘેર
ચોથે ગોમનાં ૨.ત આવીને માણે લીલાલ્હેર. આવી.
લાલીઆ બાઇને બારણે વાગે અધરણીના ઢોલ
આમળા ટેકણ દે બધાને કરહું લાલીઆ લોલ. આવી.

# પાત્રોના નામ.

## પુરૂષ વર્ગ.

પુષ્પસિંહ........................................પુષ્પાવતિનો રાજા.
ચંદ્ર તથા ચકોર..........................પુષ્પસિંહના બન્ને કુંવરો.
લાલીઓ........................................રાજાનો માનીતો હજામ.
ડુંડાજી... ............................................એક બહારવટીયો.
જીતો તથા વહતો..................બે ચોર ડુંડાજીના નોકરો.
દુષ્ટસીંહ ..... ....................................રાધાનો બાપ વૈદરાજ.
ગોરખનાથ......................................મછંદર ગુરૂના શીસ્ય.
સુભટસીંહ.........રમણીકપુરનો રાજા પાછળથી ચંદ્રનો સસરો.
નેમચંદ......રમણીકપુરનો લુચ્ચો વાણિઓ ઇંદુવદનીનો બાપ ને પાછળથી ચકોરનો સસરો.
ખેમચંદ.........................................નેમચંદનો ગુમાસ્તો.
પેસ્તનજી.........................................એક શોખીન પારસી.

પ્રધાન—સેનાપતી. ચોર, ભુતડાઓ. પુરજનો, ડોકટર. કંપનીઓ, છડીદાર. સિપાઇઓ. યમરાજ, વિગેરે વિગેરે વિગેરે.

## સ્ત્રી વર્ગ.

પુષ્પાવતી...........પુષ્પસીંહની રાણી કુંવર ચંદ, ચકોર અને કુંવરી કાન્તાની મા.
મોહીની ........................................પુષ્પસીંહની નવી રાણી.
રાધા ચંચળા . .................................મોહીનીની દાસીઓ.
ઇંદુવદની.............................નેમચંદની પુત્રી ચકોરની સ્ત્રી.
કુસુમવંતી..... ............. .....સુભટસીંહની પુત્રી, ચંદ્રની સ્ત્રી
સુંદરજાન....................................રમણીકપુરની વેશીઆ.
રૂક્ષમણી............... .... ................નેમચંદની સ્ત્રી.



# મોહીની નાટકનાં ગાયનો.

## અંક પહેલો.

૧

### મંગળાચરણ.

શ્રીનારાયણ મુની પરીબ્રહ્મ પુરૂષોત્તમ,
શાહાય દીજે સુત ધારી. શ્રી.
સરણે ચરણે છે આપતણે શીશ,
કરજો રક્ષા દયાળુ જુગ દીશ,
ધર્મ કુમાર છો સુખકાર,
છો બ્રહ્મચારી કૃષ્ણ મોરારી, શ્રી

૨

ચકોર—માજી તું શું જાવા કરે કરી નોધારા આમ,
વચન આ તારા સુણી છુટી જાએ મુજ હામ. માજી.
ગાય વિનાનું વાછરૂં જનુની વિનાનો સુત,
રખડી રઝળી ને મરે પામી પામીને દુઃખ. માજી.
કમળ જળ વિના કદી ગણવે નહિ લગાર,
તેમ તુજ વિના માવડી જરૂર હું મરનાર. માજી.

૩

કાન્તા— વહાલી માવડી શું તું જાશે મરી,
કોને આશરે મુકી આ કીકરી,
દયા દીલ આણો આ સુતાતણી,
હજી આશ મુજને છે મનમાં ઘણી,
હજી તો કુંવારીકું હું મુજમાત,
કરીશ સુખ દુઃખની કોની સંગ વાત,

૧૧

લાલીઓ—કરમ ઉઘડયું આજરે થાકે મોહેની મારી,
ભૈરવ થઇ હુતો અહી બોલ્યો હૈયાનો કાંઇ ભેદ ન બોલ્યો,
રાખે પરભુજી લાજરે. થાકે.
ભૈરવદાદા સાઇ કરજો હૈયામાં તેના ઉતરજો,
કરજો મારા કાજરે. થાકે.

૧૨

સાહેલીઓ—મહીપતી મોહીનીને લાવીઆ,
આનંદ આનંદ થયો પૂર મ્હાંય. મહીપતી.
જીરે પરણ્યા પારસમણી પૂતળી,
જીરે રૂપ જેનું રતીસમ નહીજ મણાય. મહીપતી.
ઇંદુ વદનીને અધીપતી વરીઆ,
જીરે ઘર ઘર મીઠાઇ મેવા અપાય. મહીપતી.
જીરે કુસુમ ગુલાબને મોગરા,
એની ફુલડે વધાવીઆ વરકન્યાય. મહીપતી.

૧૩

મોહીની— જાવો જાવો છબીલા ઉમંગે
પાછા પધારજો રાને રંગે,
લાલીઓ— વારૂ રઢીઆળા વાહ
વારૂ રૂપાળાં વાહ,
મોહીની— વહાલા છે સદામ,
લાલીઓ— પહોંચ્યા રામ રામ,
મોહીની— પ્રીય છે પ્રણામ. જાવો.
આજથી હું થઇ ચુકી તમારી,
લાલીઓ— ભૈરવ દાદાની એ બલીહારી,
જાવું છું,
મોહીની— હા પધારો,
લાલીઓ— ક્યારે આવું,
મોહીની— હજી સમજ્યા નહિ કે. જાવો.

૧૪

**રાધા—** જા હવે જાન છીનાળી જાંજા કર તું કાળું
રંડાપું કુલટાનું બાળું કીધું તે બહુ ઉજાળું
ચરચા તુજ સર્વે બાળું કીધું તે બહુ રૂપાળું
રાયને શીશ રાંડ દીધું કલંક કાળું   જા હવે.

કુલટા દુરગુણ નીચ ફંદે ફસાવી બાઈ
નીમક હરામ થઇ બુદ્ધી તારીજ ગઇ
નર્કનીવારી થઈ પ્રભુની ચોર થઇ

**ચંચળા—** બસ બસ બંધ કર ઉચ્ચાર નવ કર
**રાધા—** પ્રપંચ પરહર ઇશ્વરથી ડર લેશે તે તારૂં સરવાળું
જા હવે.

**મોહીની—** ૧૫

પ્યારા પ્રાણનાનાથ સુણો વાત મારી આજ
છું સદાની દાસી જાણજો તમે મહારાજ
પ્રીત સહુ સમજી જોઇ આપ તણું મુખ
સુખી આપ સુખે આપ દુઃખે મુજને દુઃખ
જો કદાપી આવો કચેરીથી મોડા પ્રાણ
તો તો આ તમારી કીંકરીની થાત હાણ.

૧૬

**લાલીઓ—** લઉં છું રજા દલજાન જાવ.ને હવે હમો.
**મોહીની—** પધારો પ્રાણનાથ વ્હેલા આવજો તમો   લઉંસું.
જાવોછો પણ ગોઠસે આ પ્યારીને નહિ
**લાલીઓ—** આવેશ પાસો નક્કી હું ઉતાવળો અહીં.
**મોહીની—** ખાવો સોગન માહેરા કે વળીશ વેગે આમ
**લાલીઓ—** તારા હમ તારા હમ નવ થોભું તેણે ઠામ.   લઉંસું.

—⁂—

ચંદ્ર— ૧૭

રાખો રાખો વેણુ વદતાંજ શર્મ બોલો શું મુખ માતા મારીરે,
જરા વિચારો વિચારો નીજ ધર્મ. બોલો.
સુત પ્રત્યે કેમ થાય એ સાલ. બોલો.
કેમ ચુકી જાઓ ચતુરાઇ ચાલ. બોલો.
કદી ભાનું પશ્ચીમમાં પ્રગટાય. બોલો,
કદી નેવતાણા નીર મોભે જાય. બોલો.
કદી દધીનીજ લાજથી લો પાય. બોલો.
કદી અવની ઉલટ પાટ થાય. બોલો.
કદી કાઇ ટેક તજીને ડુબાય. બોલો.
તે દી હુંથી એવું પગલું ભરાય. બોલો.

ચંદ્રચકોર— ૧૮

તારા ડરાવ્યા ડરવાના નથી તું જાણ,
શું જકે આગ વાત વિચાર કાંત બોલે કામ અંધ થઇ,
બુદ્ધી તારી ગઇ જા જા બુદ્ધી તારી ગઇ. તારા.
શું રામજાને દુષ્ટ આગ તું જાણુ હમોને બાળ નહી તું,
કરૂં શું આવી હું કતી. તારા.

મોહીની— ૧૯

પ્રાણ પ્યારા મારા વદુ શું હું વાત વાત વાત,
એકાએક ચંદ્ર અહી આવ્યો, વિચાર દુષ્ટજ પોતે જણાવ્યો,
મોહોટો કીધો એણેતો ઉતપાત પાત પાત. પ્રાણ.
ધસી આવ્યો એકદમ મુજઉપર જુલમજ કીધો ઘણો હું ઉપર,
હું ન ચેતી જાતેતો ખોટું થાત થાત થાત. પ્રાણ.
ચકોર ઉભો ચોકીજ કરવા ચંદ્ર આવ્યો મુજ શીયળ હરવા;
વળી મારી ગયોછે મુને લાત લાત લાત. પ્રાણ.

પુષ્પસીંહ— ૨૦

ભેદુ શીશ તેગના કાઢું મુજ એમના કુંવર શું આવા અંગારા [illegible]

બાર જઇ હાર નહિ વાર જરા કરૂં પાપથી બસ તેમનાજ રૂઠયાઃછે.
માત પોતાતણી નવ જરા મનગણી કામકિસ્સો ચણી થયાજ પાપી,
કપુત કુછંદમાં પડયા નીચ ફંદમાં ધાત કરૂં જઇ નાખુ કાપીઃ છેદું.
મારો પણ ડર નહિ રાખ્યો નીજમન ગ્રહી અહુજ છાકે ગયા છેક છાકી,
કુંભ આ પાપનો પ્રગટ થયો છાપનો ઉદરની આજ જણાઇ આંટીઃછેદુ.

ચંદ્રચકોર— ૨૧

ફસાઇ પ્યારમાં કેવો શું આમ હે પિતાજી,
જલાયા જાળમાં બન્યા ગુલામ હે પિતાજી. ફસાઇ.
વીસાર્યાં બાળ આ પોતાના પ્રેમમાં ગુંથાઇ,
મરી ગઇ માત પછી તાતની તુટી સગાઇ. ફસાઇ.
દીપેલો કાલ તો સંભાળો થઇ સ્થીર પીતાજી,
કેમ ફરવોછો તેની ઉપરે આ નીર પીતાજી. ફસાઇ.

કાન્તા— ૨૨

તમે ધસડી કયાં જાવો મુજ ભ્રાતરે.
કેમ આવા ક્રોધી થાવોછો તાતરે. હો બાપુજી મારા,
મારો જીવાડો તોપણ તમે બાપુ હમને તમારી છે ઓથરે,
ચંદ્રચકોર—અરે ઓ બેન હવે ઓથજ શાની પાડેછે હમારી
એ લોચરે. હો બાપુ.
કાન્તા—ધડી ધડી પ્યાર કરતા મુજને તે આજે કેમ ભુલ્યારે.
ચંદ્રચકોર—બાળકનીજ વીસારી બાપુ નારીના ફંદમાં શું
ફુલ્યારે. હો બાપુ.

કાન્તા— ૨૩

જાણી જાણી છે તુને મે જાણી,
કપટ વચન મુખ વદીને બનેછે બહુ તુ સ્યાણી. જાણી.
કરી અદેખાઇ, ભ્રાત મારાની તું રાંડ કરાવેજ હાંણી.
થઇ રાણી ઠકરાણી આજ કાલ તુને આણી. જાણી.
વસ કીધા રાંડ મુજ પીતાને તેં પાઇને પ્રેમનું પાણી,
ગઇ ફાવી રાંડ ફાવી આજકાલની આવી આવી. જાણી.

કાન્તા— ૨૪

કુમતી વીસારો મનને મારો ન્યાય ઉતારો બાપુ જન;
શું તરછોડો શરમતજીને ફસી ગયા નારી ફંદછે પ્રપંચ આ. કુમતી.
ફજેત થાસો બહુ વગો વસો પસ્તાસો બહુ દીલગીર થાસો.
શરમ શરમ નીજ નારીનેજ વશ થયા. ફસી.

કાન્તા— ૨૫

હાય વીધાતા મોરી માતા, લેખ લખો આ શું કર્મમાં આતા. હા
ગઇ સ્વર્ગમાં હાય તું જનુની નરચીંતા રાખી નીજ તનની,
શું આ આવી કઠોર તું મનની. હાય.
ત્યારે જન્મજ શું કામ આપ્યો, તેજ પળે કાં દુ પો ન ચાંપ્યો,
કેમ પીંડ આ ત્યારે ન કાપ્યો. હાય.
નથી બેઠી હું માને ઉછગે નથી રમાડી માતા એ રંગે,
વ્હાલ કરી ન બેઠી ઉમંગે. હાય.

ચંદ્રચકોર— ૨૬

શું ભાગ્યમાં લખ્યું હશે આવું હમારૂં આજ,
વાહે પ્રભુજી વાહવાહે વીભુજી વાહ;
ઉગારો અહી પ્રાણ હમારા ગરીબનાનવાજ. શુંભાગ્ય.
બાપે તો હમો દીધો પણ તું દે ધન્સાદ,
કરો સ્હાય દુઃખ હરતા પ્રભુ ઘનશ્યામજી મહારાજ, શુંભાગ્ય.
ઉગાર્યા પ્રહલાદજી મંજારીના બાળ,
તેમ હમો અનાથનો વીદારો આ કાળરે. ઘન.

જુલો— ૨૭

ખાવું ખાવું ખાવું ખાવું. ખાવું ખાવું ખાવું ખાવું આ
છોકરાને ખાવું.
ભક્ષ મળ્યું છે કુણું કુણું જોઇને રાજી થાવું,
આજે છે બહુ આનંદ આનંદ બાળક જોઇ હરખાવું,
બાપડી છોં ભેગાં બેહીબે ઉજાણી ખાંવું.

ચંદ્ર— ૨૮

દઇને છેહ ભ્રાત તું ગયો કયાં આવા વનમાં,
દગો મુને દેતાં તુને દયા ન આવી મનમાં. દઇને.
દશા શી થઇ તાહેરી હાયરે આવી બુરી,
જાવું તે કયાંને જોવું કયાં સુજે ન કાંઇ તનમાં:દઇને.
દુઃખ આવિ યોગનું સહન શી રીતે કરૂ,
મરીસ દીનરાત ઝુરી દુઃખના દહનમાંા દઇને.

૨૯

મોહીની—જા સખી જઇ આવ, પ્રાણ પ્યારો લઇ આવ.
રાધા—બાઇ ધીરંતો થાવો આમ શીદ અકળાવો.
મોહીની—સુખ એ સમાન નહિ સ્વામીથી થાય;
રાધા—વાહવાહબાઇ એમ કેમ વદાય,
મોહીની—એ છે હૈયાનો હાર;
રાધા—આવો મૂર્ખ ગમાર,
મોહીની—હાહા એજ દીલદાર;
રાધા—ત્યારે જાવું આ વાર,
મોહીની—તારો માનીસ આભાર. જા સખી૦

મોહીની— ૩૦

શીદને રોકાવો છો પ્રાણ વ્હાલા શીદને રોકાવો.
છે તમને સૌજાણ. વ્હાલા૦
પ્રેમપુરો પ્રાણ નથી તમારો, વાત મારી નહિ લેસ સ્વીકારો;
મીઠી બોલો મુખવાણ. વ્હાલા૦
કરવું હતું આવું જ્યારે ત્યારે, પાણી ગ્રહણ શીદ કીધું તેવારે;
મારીને મોહના બાણ. વ્હાલા૦
આજે જો અસુર થાત લગારી, જીવત નહીં દીન દાસી તમારી;
છાંડત હું મુજ પ્રાણ. વ્હાલા૦

૩૧

જાવો જાવો પતી આ રીત તમ નથી,
ઘડી ઘડીમાં જાઓછો એ કેવી પદ્ધતી;
નથી કરતી કાંઇ કુડી કીધી પતી સુણો મેં આપ,
લાંછન કાંઇ લીધું નથી મેં સતી સાધવી છાપ. જાવો॰
અવર પુરૂષો આપ વિનાના જાણું દેખું જમ,
આમાં જો અસત્ય હોય તો આપ તણા છે સમ. જાવો॰

રાધા— ૩૨

નવ મરશો પાલનહાર,
જે અગણીતનો આધાર. નવ॰
જાહેર નૃપને કરવા જાતું,
નીમકહલાલી મુજ દરસાતું.
ડર નવ ખાવું લગાર; નવ॰
તાત તણી પરવા નવ ધારૂં;
મર્ણ થકી મહીપત ઉગારૂં,
જાવુ ઝટ તે દ્વાર:નવ.

૩૩

ચંચળા—ચાલો રંગે રંગીલા ઓ પ્યારા છબીલા,
પ્યારી સંગે લ્હાવ લીજીએ;
લાલીઓ—હાલો હાલો પીયારી સુખે ચાલો.
પુંજલી—ચોં હેંડસ મારા ગેયા.
લાલીઓ—મારા રાણીથી મનડા મોયા.
પુંજલી—મેંર મુવા કુકું તારો હોસલો.
લાલીઓ—તારો વાળી નાંખું રાંડ ગેટલો.
ચંચળા— ધીમે ધીમે ચાલો લાલ લ્હેરી
લાલીઓ—ખુબ મગન મગન થાવું :
પુંજલી— તારા સાથીમાં હું ગાવું ચાલો.

શાંધા— ૩૪

અરે ઓ છત્રધારી, સુણોને વાત મારી,
ગઇ છે ઘાતકારી, ઇસે લીધા ઉગારી:
આપનારી કરત હાર આપને આવારી અરે.

પુષ્પસિંહ— ૩૫

અરરરરર આજે આંખથી આસુ દેખું,
ઉલટ સુલટ ઉગ્યો આજનો દી ઉવેખું
જીવન ગણી જીવે મેં પાપણી સાપણી જે
થઈ રહી નહીં રંડા આખરે આપણી એ
વીસ્રય વીષ પીવાડયું ઓરતીને ઘેલું ઘેલું,
તન મન નહિ તેનું સુખ મેં જાણ્યું મેલું.
હલકમલ કહે લે ફીર મારૂં ઉછાળ્યું,
વાપમ વીપ પછી દઇ વ્હાલી થઇ વેર વાળ્યું;
કપટ કરી કઢાવ્યા લાકડા લાડી લાએ,
તરકટથી તજાવી હાય વ્હાલી સુત ને.
ધીક ધીક ધીક મેં આ કામી થઇને કર્યું શું,
નફટ પટ હત્યારા ફીર તેં આ ધર્યું શું.
વીષય તણે પકે જલાયો ઝપાટે,
હર હર હું ભુલ્યો કામનીને કપટે.

પુષ્પસીંહ— ૩૬

જુઠો છે સંસાર સમજ મન જુઠો છે સંસાર.
મોહ ફંદમાં ફસો નહીં ભાઇ જુઠો છે સંસાર
વેરી પીવની જાણો વનિતા નર્કતણું છે દ્વાર.
કદી ભરૂસો કરસો નહિ કો પસ્તાશો ખૂબ માર. સમજ.
મુંઢ મતી આ મારી નારી કુલટા નીચ વિચાર
કામ કુંડમાં મને ડુબાવી આખર કીધો ખ્વાર. સમજ.
માત તાત મીત્રો ને પુત્રો સૌ સ્વારથીયા સાર
કુંટુંબ કબીલો માલ ખજાના મીથ્યા છે ઘરબાર. સમજ.

સીંહ-પ્રજા— ૩૭

પરદેશી ચલો બનમેરે

છાંડ સભી જગમાયા મનવા સાધ સમાધીક કરકી,

પાવ પલકકા નહિં ભરોસા ધ્યાન લગાદે

નીરંજન મેરે; ચલો.

જોગી ખપર લેકે ફકડ બન બન અલક જગાનાજી

પ્રજા;—અરે રાય આશું બોલો છો આગ ઉઠે છે

સુણી મન મેરે; ચલો.

પુષ્પસીંહ—રાય નહિં અબ મએ તું મારા હુ જંગલકા

જોગીરામ.

પ્રજા— અરજ આટલી સુણો હમારી,

પુષ્પસીંહ—છુના નહિ હુમારા તનનેરે ચલો.

---

## અંક ત્રીજો.

પુષ્પસીંહ— ૩૮

અમુલ્ય અવસર જાય અભાગી મતમાં ગોથા ખાવેરેજી,

દુર્લભ મનસાદેહ મુરખડા ફરી ફરી નહી આવેરેજી.

ત્યાગી આમ્રફળ અરે ઇંદરવણાં કયા ખાવેરેજી,

છાંડી ઇક્ષુ રસ સઠ કયા કુચા મુખસે ચાવેરેજી,

જુઠી માયા જુઠી કાયા જુઠા સબ સંસારારેજી,

બીના એક કીરતાર મનવા કોઇ નહી તીહારારેજી.

કુદાજી— ૩૯

લેજો દેવી ભક્ષ તમારૂં ખુશી થઇને આજે,

અરપુછું હું આપ ચરણુમાં ખુશી થઇને આજે,

બાળકુમારી છે આ સુંદીર તમ લાયક બહુ સારી,

ભોગ લઇને ભાવે ભવાની પૂરો આસ હમારી,

છું તમ સેવક ભોલા મારી અરપૂછું ગુણ ગાતા,

કાંક પ્રસાદી દેજો લેજો ભક્ષજ રાજી થાતાં,
આશીશ દેજો રાજી રહેજો નીજ સેવકપર માડી,
લુટ મેળવજો ભારી ભારી જુગદંબે તું દાડી.

ચકોર—કાન્તા— ૪૦

સહાય થજો દીનાનાથે સંકટ સમયે સ્હાય થજો દીનાનાથ;
અણચીંતુ આ વીપરીત વિઘ્ન આવી પડયું મુજ માથે સંકટ,
ભ્રાતને ભગની બન્ને હમે આંહી મરશું અરેરે સંગાથે સંકટ.

ચકોર— ૪૧

અરર વાહાલી બેનડી મુકી મને તું કયાં ગઈ,
કોણ હરી ગયું તુને શી દશા તારી થઈ;
જાતું તે કયાં ને જોવું કયાં કયાં સોધું હવે તુંને,
થયું હશે શું તાહેરૂં—સમજ નથી પડતી કાંઇ. અરર૦

લાલીઓ— ૪૨

વનીતા વખની વેલ ખેલ ખોટા કરનારી,
તપસીઓના તપ જપ પલમાં હરનારી.
રાખી દલમાં રીસ શીશ સ્વામીનું છેદી;
તુરત બીજાને જાય ભરહો થાય ન કેદી.
હોય પોતાના માત તાત કે ભ્રાતજ માથે,
હોને મેલી જાય મન માનીતા હાથે;
એવી અધમ સેનાર વાત ન હાચી માનીએ.
આખર અબળા જાત બુદ્ધી પગની પાનીએ.

મોહીની— ૪૩

પ્રીત બાંધી પહેલીરે, હવે થાય શું દમલબાજરે; પ્રીત૦
કંઇતો મન વિચાર. શીદ કરે છે મુજને ઠાર,
કેમ કુડો કરે તુજ પ્યારરે. પ્રીત૦
તુજ કારણ પુત્રો હણ્યા તજી પતીનો સાથ,

મૈયરની માડી થઇ, છોડી ન્યાતને જાત.
તજ્યા મારા માત તાત આ અરપીને તુજને જાત;
તેનો બદલો વાળે છે તું આરે-પ્રીત.
પ્રથમ નાંખા પ્રેમગાં પાછળ દેછે છેહ આ,
તુજ કારણ દુઃખી કરી મૈં સકોમળ દેહ આ પ્રીત.
જાણ્યુ મે આજે ખચીત, છે જુઠીજ તારી પ્રીત;
લીધું ખોટુમે માથે નીમીતરે. પ્રીત.

છોકરા—ગગો— ૪૪

તારા બાપને અલ્યા નહિ પરણાય.

ગગો—ચુપ ચુપ ચુપ.

છોકરા—હેં હેં હેં. તારા૦

અલ્યા અલ્યા આતો છે ગાંડો,

છીંછીં છીંછીં કેવો છે જાડો,

રમવું નહીં આપણે એ સંગે.

ગગો—જો હું મારી માઇને કહી દઇસ બાપા એએએ તારા૦

૪૫

છોકરાઓ—ચાલો ચાલો ચાલો નાસો હાંહાંહાંરે.

ગગો—નહીં હું જવા દો ચાલો હું પણ આવું.

બાપા છે લુચ્ચા કાઢો એના કુચ્ચા. ચાલો૦

નેમચંદ—બેસબેસ પાજી.

ગગો—ના બાપાજી.

રૂક્ષમણી—છોડ પતરાજી.

છોકરા—વાહવાહવાજી.

નેમચંદ—ગારીસ મુકીને લાત. જા મરીજા કમજાત.

છોકરા—અલ્યાઆ કેવી વાત થાય છે લાતમલાત,

રૂક્ષમણી—જાવું હું વારીરે પ્યારાને મારા જાવું હું વારીરે,
પેસ્તનજી—વાહ મારી પ્યારીરે છબીલી તું તો વાહ મારી પ્યા
રૂક્ષમણી—તન મન આ સૌ માહેરૂં અરપ્યું તમને પ્રાણ.
પેસ્તજી—હાહા દીલોજાન માહેરી નથી મુંને અંજાણ
રૂક્ષમણી—કષ્ટો સર્વ આપણા જાજો દરીઆ એઠ
પેસ્તજી—અલા બલા સૌ આપણી લૈ મરશે નેમા શેઠ

પેસ્તજી— ૪૭

કેવો છેલ છબીલો પેસ્તજી આ મોજ કરે છે રે
આહા મોજ કરે છેરે ગંમત રોજ કરે છેરે. કેવો
આવસ જાવસ બેસસ ઉઠસ આ પ્યારાની સાથ,
ખાવસ પીવસ દીલભર સાથે નાંખી કંઠે હાથ. કેવો.
ખુદા કરે ને પ્યારી મારી રહે સદા ખુશ આમ.
હમેશાં આ અલબેલાને લેવરાવે આરામ. કેવો.

૪૮

ગગો— બાપા ટને પયણું કે ટાડી માને હું
નેમચંદ—બેસ બેસ રાંડના
ગગો— હેં હેં હેં (૨) જીજીને પયણું હું તો જીજીને પયણું
મારી જીજીને પયણું બાપા ટને ન પયણું ટને.
રૂક્ષમણી—મુવા તમે ગરો
નેમચંદ—છોડ તારો બળો
ગગો— કેમ જીઇ
પેસ્તજી—એતો વ્હાલો પેસ્તનજી
ગગો— હેં હેં હેં
નેમચંદ—ચુપ ચુપ ચુપ બાપા.
દરબાર— ૪૯

ધનનનનન ગરજે ઘોર ઘોર, સુખમે વલોબરસે

)

મકતે તે જલી ધનમાંહી ચમકે ચનનનં, ધન.
દ્રસીંહ મહારાજ ચરણુમાં શીશ નમાવે સેવક સઘળા.
સાની સાની સાની ધની ધપ ધપ ધપમ પમપમગ
મગ મગરે ગરે ગરેસા,
ારેગમ પધનીસા રેસાસારે ગસાસાની ધપ મગરેસા,
રાખો અવીચળ નટવર તમને સદાસદા,
ધાધા, ધાધાધા, ધાધાધા સારંગ ઝંગ આનંદશોર. ધનન.

ચનીઓ— ૫૦

ગાતી મધુરા ગીત કોયલડી ગાતી મધુરાં ગીત,
ચંચળ હરતી ચીત. કોયલડી.
સુંદર વનમાં ટહુ ટહુ કરતી પીયુંસંગ બાંધી પ્રીત,
સોરઘટા મય વૃક્ષે બેસી લેતી લ્હાવો નીત. કોયલડી.

કુંચની—

વસંત ૠતુમાં સખીરી વૃક્ષે વીંટાઇ વેલડી,
આલિંગન દઇ પ્રેમથી પીયુસંગ થાતી બેલડી. ગાતી.

અન્તરા—આવીછું નૃત્ય રંગમાં પણ ધરતી મનમાં શોક બહુ
મનની સૌ મનમાં રહી થઇ ગઇ આશા ફોક સહુ,
જનુની ગઇ સ્વર્ગ વિષે તાતે દીધો છેહ બહુ,
ભ્રાત મરાણા નીચ હસ્તે નસીબ તુજને શું કહું.
ભગની ગઇ ગુણીકાઘરે સહેતી સંકટ બહુ બહુ,
ભ્રાત ભાળે ભગની નાચે નસીબ તુજને શું કહું.

કર્વ— ૫૧

પરમકૃપાળુ દીનદયાળુ કરકર તારી અત્રે સ્હાય,
પરધર દ્રષ્ટી હરહર, દ્રષ્ટી વદ્રી કર કરૂણાની અહાંય,
અખંડ જોડી આ બન્નેની રાખો હરદમ દીનદયાળ,
સુખ પ્રસારો દુઃખ વિદારો વિઘ્નોને વિભુજી બાળ,
સુખ સદા ધરો

આનંદમાં ફરો
નીત્ય દીલ ઠરે.
પ્રભુ કૃપા કરે,
સ્હાય સ્હાય,
પ્રભુ સદાય આનંદ સાગર બહુ છલકાય,
જયજયકારી, થઇ સુખકારી, નમું મોરારી, વારીવા

પર

ચંદ્રચકોર-કાન્તા—મહામુની તૃષ્ટ થાવોરે.
કુલવંતી-ઇન્દુવદની-કૃપા વારી વરસાવોરે.
દુઃખહર, સુખકર.
ચર્ણુ કમળમાં વંદન કરીએ,
પ્રેમથકી વિનતી ઉચરીએ.
સ્હાય સ્હાય સ્હાય કરો,
તમે રૂશી રાય
હમે તમ બાળ છેએ પ્રભુજી કૃપાળુ થઇએ. મુન

સર્વ— પ૩

જય જયછે સદા એ સારા કામનો,
ક્ષય ક્ષયછે આખરે બુરા નામનો. જય.
સત્ય તરેછે ને પાપ ડુબેછે,
ધર્મથી વાસ પ્રભુ ધામનો. જય.
પાપ વીદારો ને સત્ય સંભાળો,
રાખી ભરૂસો સીતા રામનો. જય

